૨૨૧૩

# રશીક મહિના સંગ્રહ*

## સારદાના મહીના.

રાગ સંદેસાનો.

આસો માસે સમરૂ માતા સરસ્વતી,
પાસ વસો જીવ્હાએ આવી માત જો;
નર નારીને નવરાતરી મન માનતી,
રજની દીવસ હૃદય સઉનાં રળીઆતજો;! ૧
સેવક થઇ સમરૂંછું માતા સારદા.
કારતક માસે પંડીતકાળીદાસની,
વસી જીભે આપ્યું માતા વરદાનજો;
અમરત ચોઘડીએ જાણે તે અવતરયો;
અમર થયો ને અમર કરયાં રાજાનેજો. શે.૨
માગશરે માતા મળવાની આશાછે,
અલબેલી તુ પુર અમારા કોડજો:
જગદંબા છોજી જીભે જશ દાયની,
આપ મતાપે નાવે ખાંપણુ ખોડજો. શે૦ ૩
પોશે પંડીત પામ્યા પ્રખ્યાતી કંઇ,
તે સઘળોછે માવડી તુજ મતાપજો;
પાર ન બ્રહ્મા શેશ મહેશ તુજ પામીયા,
કહી ગયા તે વેદ પુરાણે છાપજો. સે૦૪
માઘ પંડીત માઘ ગયો થઇ મલપતો,

તેને નામે મહીના લખીઆ માઘજો;
વળી પાંચમ દીન પ્રગટી વસંત પંચમી,
દીન રજની નવ લાગ્યો એક ડાઘજો; સેવ૦૫
ફાગણ માશે હોળી આવી ફાલતી,
રશ બીભત્સને શુભ ખીલે સાણગારજો;
જો માતા ફીકરપર તુ કરૂણા કરે,
અતીશેતો માનુ તારો ઊપકારજો. સેવ૦૬
ચઈતરે ચીત ચોટયુ છે તુજ ચરણમાં,
વરણવરણમાં કર તુ તારો વાસજો.
શરણે શેવક આવ્યો તે ઉગારતુ.
દીનદયાળ તું હું છું તારો દાસ જો. સેવ૦૭
વઈશાખે વીપત વોદારો વીશવની,
એટલુ માગુ અંતર અતી અકળાયજો;
તુ માતા પીતા તુ છુ એ માવડી;
તું રીઝે તો કરે રાંકને રાયજો; શેવ૦ ૮
જેઠે તાપ તપે મારૂ તનડુ તપે;
સીતળ કરીને છાંટો ઠંડુ નીરજો;
અમરત પાઈ ઉછેરો માતા માહરી,
ભવની ભાગે તો તો મારી ભીડજો. સેવ૦૯
અસાડ મહીને છોડ અસાડી આપનો,
જાણો માજી જનમો જનમ જરૂરજો;
ઘન ગરજે ને વળી ઝબુકે વીજળી;
દરસટી તારી થકો નથી હું દુરજો. સેવ૦ ૧૦
શ્રાવણ માસે સેવુ ને સમરૂ શદા.

ધર તેપર તે માતા તારૂ ધ્યાનજો,
રમ બસ કર રસના રસથી ભરપુરતુ,
વળી વળી માગુ એતારૂ વરદાનજો. સેવ૦ ૧૧
ભાદરવો ભલી ભાત ભજાવો ભકતની;
ભારે ભારે તોજ મલે વઇભોગજો;
એવીજ છે ઇછા મા મારે અંતરે,
મન મોહનને રીઝે સજન લોકજો. સેવ ૧૨

## બહુચરાજીના મહીના.

શીવશંકરભોળા એ રાગ.

અંતરે ચીત છલું બાંધ્યુ, નમી નમી બહુચર આરાધ્યુ;
મન મારૂ ગોખે જઇ લાધ્યુ, શેવોને સંખલપુર રાણી
વઇસાખે વાવલીયા વાયા, માજીના ગઢ ભાણી આયા;
અંબાજીનો મોટી છે માયા, શેવોને સંખલ, રા. ૨
જેઠે તો જુગતીછે સારી, હરી હર બ્રહ્મ થકી ન્યારી;
જાઉં ગોખ ઊપર બલીહારી સે. ૩
અશાડેતો મેઘ ઘણા થાજે, છતર સીર બહુચરને છાઝે,
ચાર પોહોર ચોઘડીઆં વાજે; સે. ૪
શ્રાવણ સરવડીએ વરશે. માજીને ભજસે તેન તરસે;
નહી બીજા અથડાઇ મરસે, સે. ૫
ભાદરવો ભલી પેરે ગાજે, સેવકને સનમુખે થાજો; બુંડ
શાં બાવલડી સાજે, શે. ૬
આસોમાશે આવી દીવાળી, આવ્યાંછે અંબાને કાળી;
ભરબે રમો બહુચરા બાળી, સે ૭
કારતકે કોયલડી બોલે, ન આવે મારી માજીને તોલે

તે જોતાં ત્રણ ભોવન ડોલે, સે ૮
માગસરે સરોવરમાં નહાય, ચાચર આવીગરબાતો ગાય;
સેવકની મા કરજો સાય, સે ૯
પોશે પ્રીત ઘણી ધારી, પાંડવ પાંચે લીધા ઉગારી; કઉ
રવ સરવે ગયા હારી. શે. ૧૦
માહેતો મને નથી ગમતુ, મન મારૂ રેહેછેરે ભમતુ, મન
મારૂ રાજીમાં રમતુ, સે. ૧૧
ફાગણે ફેરફરતી હોળી, પહેરયાં માએ ચરણાંને ચોરી;
કેશર બહુ છાંટયાંછે ઘોળી, સે. ૧૨
બારે માસ પુરાણ કીધા, દઈ તને દંડ ભલાં દીધા; અમ
ર સતીને ઊગારી લીધા. શે. ૧૩
આસો સુદ બીજને બુધવારે બારે માસે થયા નીરધારે;
વલભની ચડજો મા વારે. સેવોને શંખલ પુરાણી,૦૧૪

---

## જીવણ પ્રાણના મહીના.

રથ આવ્યા અકરૂરના, છુટા નંદ દરબાર; શબદ કરે
છે સુંદરી, વળી જુએ છે વાટ.
રથ જોડીને રાઘવ ચાલ્યારે, મથુરાના તે મારગ ઝાલ્યારે
વ્હાલો ડોક વાળી વાળી જુએરે; નેણ ભરેને રાધકા રૂ
એરે; મારા બાળા તે પણના બેલીરે, શું જાઓછો માયા
મેલીરે; જીવણ પ્રાણછો, આતમા રામ છો. ટેક
કારતગ મહીને કંથ શીધાવ્યા રહી ન સકે નારી, અંત
રજામી નથી અજાણ્યા, હંસ ઊડયા રહી હારી; મેતો
શંભુજીની સેવના ન કીધીરે; મેલી આપણ ઓળવી લી

ધીરે; મારી હરીએ દઆ તજી દીધીરે, જીવન પ્રાણછો,
આતમારામછો, ૧
માગશર મહીને મેલી ગઆ, જઇ બેઠા જગદીશ, કોઇ
સંદેસો લાવે સામનો, તેને ચરણે નમાવું શીશ, તેને ચ
રણે નમાવું શીશરે; કોઇ દેખાડો જગદીશરે; હું રાંધુ
રસોઇ બતરીશરે, જીવન પ્રાણછો આતમાયામછો. ૨
પોષ મહીનાની પ્રીતડી જોબનની જંજાળ, જમાણ હુ
તાં તે જમી ગઆ, ઠાલા મેલ્યા થાળ; હરીએ ઠાલા તે
મેલ્યા થાળરે; એવી જોબન તણી જંજાળરે, મારી જાય
જુવાની બાળરે, જીવન પ્રાણછો, આતમારામછો. ૩
માહા મહીનાની ટાઢડી, અતી રાતે અંધકાર; આંસુ
લોચન વહી ગયાં, વરસે શ્રોણીત ધાર; મને વહેની તે
વેદના થાયરે; હુથી એકલડાં ન રહેવાયરે; મારી થર
થર કંપે કાયરે, જીવન પ્રાણછો- આતમારામછો, ૪
ફાગણ ફુલ્યો ફુલડે, રમતા રાઘવરાય; આશું ફુલે સું
દરી, હરી તજી ગઆ જમાણી બહાય; વાહાલો સોળસે
ગોપીઓ માંયરે; કાનુને કાંઇ ન કહેવાયરે; વાહાલો મુકી
ગયો વન માંયરે, જીવન પ્રાણછો આતમારામછો, ૫
ચઇતર ચંપો ફાલીયો, પીપળ આવ્યાં પાન; નાવ્યો
નાગર નાવલો, મને તેનું લાગ્યું છે તાન; મને તેનું લા
ગ્યું છે તાનરે, મને હરી ભજયાની હામરે; કોઇ દેખાડો
શ્રીરામરે; જીવન પ્રાણછો આતમારામછો. ૬
વઇશાખે વાહયા વાવલા, મુખનુ ઉડ્યુ નુર, તાપ તપે ત
નડુ તપે, હરી મેલી ગયાછે દુર; એવો આવ્યોછે મા

થે ઉનાલોરે, એવો કપટી કાનડ કાલોરે, મને મુકી ગએો મોરલી વાલોરે, જીવન પ્રાણછો, આંત્મારામછો. ૭
જેઠે જાણ્યુ આવશો, વેગે વીઠલ રાય;
ચંદન ઘોળુ વાડકે, વીઝણે ઢોલુ વાય; હરીને વીઝણેઢો લુ વાયરે, મારી ઘડી પલક જુગ જાયરે, મારા કાળજા માં કાંઇ કાંઇ થાયરે, જીવણરામછો; આત્મારામછો ૮
અસાડ ચમકે વીજલી, ઘન ગરજે ઘમ ઘોર; આંસુડે ભીંજાય મારી ચુંદડી. મીઠડા બોલે મોર; એવા મી ઠડા બોલે મોરરે, કરે બપઇઆ કલોલરે, મારૂ જાગે જો બનુ જોરરે, જીવન પ્રાણછો, આત્મારામછો. ૯
શ્રાવણ વરશે સરવડીએ, નહાવુ નીરમળ નીર; પે હેરયાં પતાંમર પોતીચાં, ઓઢણ આછાં ચીર; હરી આઢણ આશાં ચીરરે, આપણે નાતાં જમનાં તીરરે; એ વાં ઢળતાં શીત શરીરરે, જીવનપ્રાણછો, આતમારાંમછો
ભાદરવો ભલો ગાજીઓ, પણ નાવ્યા બળવીર, ચીર હુ તાં તે હરી ગયાં, મારૂ શાણે ઢાંકુ શરીર, માહારી પોહોચે નજર નહી નાંખીરે, વહાલે ભરવાડની ગતી રા ખીરે; શાંમળીએ ન જોયુ ઝાંખીરે, જીવનપ્રાણછો, આ ત્મારામછો. ૧૧
આશોમાશ ભલે આવીઓ, સઉની પુરી આસ; તો રણ બાંધાં ટોડલે, એમ ગાય હરી જન દાસ, ઘરઘેર મંગળ ગાયરે. ત્યાં થેઇ થેઈ થેઇકાર થાયરે, સોતા વ ક્તાનાં શંકટ જાયરે, જીવનપ્રાણછો; આત્મારામછો,

# નંદલાલના મહીના.

આવોને નંદલાલ, રમવા આવોનેરે;
નીરભે થયાછો નાથ, રમવા આવોનેરે.
કારતક મેંતો કસ્ટેરે કાઢયો, ભરદરીએ જેમ જહાજ;
રમવા૦ ૧
માગસર મહીને મારગડેરે મેલી, હવે અમારૂ કોણછે બે
લી, ગીરધર વીના થઇ ઘેલી, રમવા૦ ૨
પોષ માસે જીવણ પ્રાણ તજુંછું, લોકડીયાંની લાજ લો
પુછું; શંસાર તાજ કરૂછું, રમવા૦ ૩
મહા મહીને મંદીરીઆરે સુનાં, હરી વીના આસનીયાં
રે સુનાં, વ્હાલા વીના જાયછે જોબનીઆં, રમવા૦ ૪
ફાગણે ફગફગતી હોળી, અબીલ ગુલાલે ભરાવુરે ઝો
ળી; વ્હાલા વીના ખેલે કોણ હોળી રમવા૦ ૫
ચઇતરે મને ચીંતારે લાગી, સુતી સેજલડીમાં ઝબકીને
જાગી; વ્હાલાની લહે લાગી, રમવા૦ ૬
વઇશાખે વાવલીયા વાયા, આંખ ઊઘાડી ચોદશ જોયા,
આંસુ પાલવડે લોહયાં, ર૦
જેઠ માસે જગજીવન આવે, વઇબણુવ શરવે વધામણી
લાવે, વ્હાલો મારો કાંઇ ન કાહાવે. ર૦
અશાડે હું અબળા નારી, જોબન દરીએ પુરછે ભારી;
પીયુના વચનને વીસારી. ર૦
શરાવણ તો શરવડીએરે; વરસે નદીએ નીરઘણેરાં છા
શેરે; વાલો મારો શી રીતે ઊતરશેરે, ર૦
ભાદરવો ભરદરીએરે ગાજે, નીલાં વન નવ પલવ છાજે;

વાલો મારો કાંઈ નવ લાજે. ૨૦
આસો માસે દેવદીવાળી, લોક વણે સઊ સેવ સુવાળી
વહાલા વીના તે જમે કોણ વાળી. ૨૦

## ॥ રણજીવણના મહિના.

આવો આવો શીવશંકર ભોળા એ રાગ

કારતકે કંથ ગયા મેલી, આંખડીએ આંસુની હેલી; ગો
પી ફરે ગોકુળમાં ઘેલી, ઓધવજી નારે ઘટે તમને૦
સહયરો થઈને વહેલી, કે વાંકો અંબોડો મેલી; ગોરી
એના જોબનમાં ઘેલી. ઓધવજી નારે ઘટે તમને૦ટેક
માગશરે મંદીરમાં રમતાં, ભેળાં બેશી ભોજનીઆં જમ
તાં; હવે અમે કેમ નથી ગમતાં; ઓધવજી૦ ૧
પોશે કહેજો પીત કરી પહેલી, ગોરધનનાથ મથુરાં ગયા
મેલી, વધાઈ મોકલજો વહેલી, ઓધવજી૦ ૨
કુબજા તે સોકય થઈ શાલે, વાલો મારો મથુરામાં મહાલે;
તરછોડા નંદ તણા લાલે. ઓધવજી૦ ૩
ફાગણે રંગ રમતાં હોળી. સુંદર પહેરી ચરણા ને ચોળી;
કુમ કુમ કેસરમાં ઘોળી, ઓધવજી૦ ૪
ચઈતરે ચીંત્તવન કરી ચુકયાં, સરીર અમ અટવાઈ સુ
કયાં; નારીએ નીશાશા મુકયા, ઓધવજી૦ ૫
વઈશાખે વાટ જુએ ગોપી, લજા નીજ મા બાપની
લોપી; કાનુડાને કુબજાને સોંપી. ઓધવજી૦ ૬
આવી તટ દાણ લેતા દહાડી, મથુરામાં રંગ રમતાં નારી
ભુલ્યા કેમ ગીરીવર ગીરધારી. ઓધવજી૦ ૭
જેઠ જાદવને હશીએ, તારી મારી કીધી રંગ રશીએ

હરી હવે ગોકુળમાં વશીએ. ઓધવજી૦ ૮
અસાડે મેવલીઓ ગાજે, તેથી મારૂં દીલ દખી દાજે;
એકલડાં મુકયાં મહારાજે ઓધવજી ૯
શ્રાવણમાં શું કરીએ સજની, ગોઠ નહી દીવસ કે રજ
ની; વ્યાકુળ ફરે વનીતાઓ વરની; ઓધવજી૦ ૧૦
ભાદરવે ભરજોબન નારી, ઘેરે નહી આવ્યા ગીરીધારી
વહાલાજીએ મેલાં વીસારી. ઓધવજી૦ ૧૧
આશોએ ઓધવજી આવ્યા, શંદેશા શામ તણા લા
વ્યા. રાધકાજીને મન ભાવ્યા. ઓધવજી ૧૨

## સીતાજીના મહીના.

સાખીઓ.

મારા શામ સુંદર શ્રીરામરે, કેને આશરે રહીએ; મા
રા પદ પદ માની પ્રાણમરે, લલના સંગ લઈએ; ઘર બ
હાર અલગ ઘનશ્યામરે, મારા સમ નવ જઈએ. ટેક
કારતક કેમ કરી કાઢીએ, જુગ જેવી પલ જાય; તાગ
થી જે તોડીએ, પાણ મળવાને મન અકળાયરે, મા૦ ૧
જોબન દરીઆ જુવે, પીયુ દેશાવર દુર;
અજાણ્યા આણ અનુભવી, તે શું નીરનું જાણેનુરરે.
મારા૦ ૨
માગસર ઘર વીજોગણી, પીયુ પરદેશ પ્રમાણ,
ખવાય અળગું ખોળીયું, જેના પરવસપડીયા પ્રાણરે
મારા૦ ૩
જળથી જુદી માંછલી, રાખો કરી વીવેક;
વારૂ મારા વાલમાં એના પ્રાણ ન રહે પલ એકરે;
મારા૦ ૫
પોશે પ્રીતમ પ્રીતડી, વીરહ બાણ વા વહાય;

એ ઘાયલનો અંત નહી, એનુ તન તરફડીયાં ખાયરે
મારા૦ ૫
ખાવુ પીવુ ખેલવું, ઓઢણ પહેરણ અંગ;
બોલવુ ચાલવુ બેસવુ, અને પોઢવુ ન ગમે પલંગ;
મારા૦ ૬
માથે મન તલખે ઘણુ, જુરે વીજોગણ નાર;
લક્ષ વીંછીની વેદના, ઉપજે ચીતમાં અનેક વીચારરે;
મારા૦ ૭
ફાગણ હોળી ફાલતી, ફાગ રમે શણી કોય;
એક હોળી મારે આગણે, બીજી હઇએ હોળી મારે હોયરે;
મારા૦૯
અંતરમાં ભડકા બળે, જન દેખે નહી ઝાળ.
વગળ્યાં મારે વીશ્વ વીષે, જેને ડશીઓ વીરહ વ્યાળી વ્યાળરે.
મારા૦ ૧૦
ચઇતર ચકોર ચીતની, શશી વીદેશી શામ;
ભર જોબનમાં એકલી, એતો દાઝયા ઊપર જેમ ડામરે;
મારા૦ ૧૧
સુભાગીઆં જે સારસાં, સજોડ સનેહ સહીત,
કેમ કરી વશીએ એકલાં, રાણી જાયા જનમની એ રીતરે.
મારા૦૧૨
વા વાયા વઇશાખના, આંબે આવી શાખ;
આગી અમે વાદેશમાં, થાય રદય બળી બળી ખાખરે.
મારા૦ ૧૩
મુગાને સપનુ થયુ, મનમાં રહી મુજાય;
પ્રીતીનુ તો પારખું, જે જીભે કહયુ નહી જાયરે;
મા.૦ ૧૪
જેઠ તણા તડકા પડે, લાય જેવી લુ વાય;

સુના મંદીર માળીયાં, સુની સેજડી ખાવા ધાયરે.
મારા૦ ૧૫

જાય ન રજની દીન જાતાં, રાત ગએ દીન ન જાય, વીરહ દુખ મહાવેદના, એ તે નજરે કોઇ કેમ જાયરે.
મારા૦ ૧૬

અશાડ ઝબકે દામની, ઘન ઘરજે નભ માંય;
બપઇઆ પેઊપેઊ કુરે, શુણી વીરહણી વ્યાકુળ થાયરે.
મારા૦ ૧૭

દેવદાનવ પશુ પક્ષી, માનવ તાં કોણ માત્ર;
જાતાં મેત વીજોગાયું, ગાત્ર વિરહ વીરહીજન ગાત્રરે.
મારા૦ ૧૮

શરાવણ વરસે શરવડે, નદીએ આવે નીર;
નીલી ભુમી ભાસે ભગી, ગાજે તરૂવર ઘોર ગંભીરરે.
મારા૦ ૧૯

ઘોર અંધારી રાતડી, ઝરમર વરશે મેહ;
આંખેથી આંસુ ઢળે, જેના શવામી ગયો તજીસ્નેહરે;
મારા૦ ૨૦

ભાદરવો ગાજે ભલો, રાજવી સઊ વઇભોગ,
રંગમાં રઊરવ રોગ એ, જેને વહાલાંનો થાય વીજોગરે.
મારા૦૨૧

ચંપા ચંબેલી મોગરા, નવ પલ્લવ વન વહાય
વીરહણી જાત જવારીઓ, તેતો શાસે સુકાઇજાયરે
મારા૦ ૨૨

આશો આવ્યાં નોરતાં, રમે જમે નરનાર,

દીવસ દીવાળી દાહલા, તેતો જાણે જગત કરતારરે;
મારા૦ ૨૩

દંપતી અંગ ઉમંગમાં, ગાનતાન ગીત રંગ;
અંગ રાગ અદભુત યથા, જયજયકાર જણાવે અન
ગરે. મારા૦ ૨૪

મન મોહન આથી માશથી થાય પરભુ પરશાન.
સંગ શીતા જેમ રાખીયાં; તેમ ટાળે વીરહ વ્યાધી
દનરે; મારા૦ ૨૫

## શ્રીરનજીના મહીના.

રાગ ઉપર પ્રમાણે

કારતકે કરશાન ગયા મેલી મારે ઘેર આવો વનમાળી
કુબજા કેમરે ગમી કાળી, આવો હરો રાસ રમો વાલા
માગસરે મારગડે રમતાં, ભેળાં બેશી ભોજનીઆં જમતાં
હવે હરી કેમ નથી ગમતાં, આવો૦ ૨
પોશે તે શોસ પડ્યા અમને, તીકમજી શું કહીએ તમને
દીલાસા સારે દીધા અમને. આવો૦ ૩
માઘે મારે અંધારી રાતો, કુસડાએ બીછાવી ખાટયો;
વહાલે લીધી મથુરાની વાટયો, આવો૦ ૪
ફાગણે ઘેર ફરે હોળી; પહેરાણુ ચરણાને ચોળી, ચુંદડી
મારી કેશરમાં રોળી. આવો૦ ૫
ચઇતર ચીત કરે ચાળા, મધુવન મોરલીયો વાળા,
દરસન દો નંદતણા લાલા, આવો૦ ૬
વઇશાખે વાટલડી જોતી, ઉભી રહી ધુશકડે રોતી, પાલવ
ડે આંશુડાં લોતી. આવો૦ ૭

જેઠ તો જગજીવન આવ્યા, વધામણી શહુ લોકો લાવે.
વહાલો મારો કશુએ ન કહાવે; આવો હરી૦ ૮
અશાડે અબળા રહી ઝાંખી, વહાલે મહારે ભરજોબન
રાખી, વીચારો તે વાત થશે વાંકી. આવો૦ ૯
શરાવણતો શરવડીએ વરશે, નદીએ નીર ઘણા ઢળશે
વાલો મારો સી રીતે ઊતરશે. આ૦ ૧૦
ભાદરવો ભલી પેર ગાજે, વહાલા થઇ વીહવળ તમ
કાજે; વાહાલો મારો જરીએ ન લાજે; આ૦ ૧૧
આસો માશે આવી દીવાળી, શેના વણુ કે શુવાળી; વ
હાલા વીના આ સી દીવાળી. આવો૦ ૧૨

## નંદકીસોરના મહીના.

કારતક માશે કહાનજી સાહેલીરે,
શે અપરાધે શામ, ગયા મન મેલીરે ૧
અવગુણ અમારા શા હશે સાહેલીરે
જે હરીએ ઊતારયુ હેત ગયા મન મેલીરે. ૨
મન એકલાં અન ભાવે નહી, સાહેલીરે,
એ મોહટુ દુખ મહારાજ ગયા મને મેલીરે. ૩
કોણ આગળ કરૂ ગોઠડી સાહેલીરે;
વહાલે તજ્યુ ગોકુલ ગામ ગયા મને મેલીરે. ૪
કઠણ થયા છે કહાનજી સાહેલીરે,
તે સાલે હઇડા માંય ગયા મને મેલીરે. ૫
તે દુઃખે દાજુ ઘણુ સાહેલીરે;
હરી ઘણુ દેખાડી હેત ગયા મને મેલીરે. ૬
કારતક કઠણે કહાડીએ સાહેલીરે,

ના આવ્યા નંદકીશોર ગયા મન મેલીરે. ૭
માગશર મથુરામાં ગયા શખી આવુરે,
મને એક પલક જુગ જાય સંદેશો કાવુરે. ૮
ઘરનાં કામ ગમે નહી સખી આવુરે,
મારૂ ચીત પ્રભુની પાસ શંદેસો કહાવુરે. ૯
શ્રીંદરાવનમાં કોણ જશે સખી આવુરે;
મોરલી વાશે કોણ સંદેશો કહાવુરે. ૧૦
બંશીબટના ચોકમાં શખી આવુરે,
હારે ક્રીડા કરશે કોણ શંદેશો કહાવુરે. ૧૧
દાણી થઈ કોણ ઘેરશે, શખી આવુરે,
કોને માગ્યા દઈશુ દાણ સંદેશો કહાવુરે. ૧૨
હશીને કોણ બોલાવશો, શખી આવુરે.
મને કરસે કોણ કટાક્ષ સંદેશો કહાવુરે. ૧૩
માગશાર મોટો મરમ તજી શખી આવુરે.
પરભુ નાગર નંદકીસોર સંદેશો કહાવુરે. ૧૪
પોસે પરભુ ચુકી ગયા સો દાવોરે,
તમે નંદ જશોદાના હરી આહી આવોરે; ૧૫
જમનામાં ગીંદુ વડયો, શો દાવોરે;
પરભુ કાળી નાગની કાજ,હરી આહી આવોરે. ૧૬
ઇનદરે ઘન વશાવીઓ, શો દાવોરે,
ગોવરધન દવારકાં કાજ, હરી અહી આવોરે. ૧૭
છો જાદવ અમે આહીરડાં શો દાવોરે;
તે લોક લાજને કાજ, હરી અહી આવોરે. ૧૮
જમનાંજીમાં ઝીલતાં શો દાવોરે,

ચીર હરવાને કાજ, હરી અહી આવોરે. ૧૯
વહાલાં તે વેરી થયાં, શો દાવોરે;
હરી એમ ન કીજે નાથ, હરીઅહી આવોરે.૨૦
પોસે પેમદા વલવલે, શો દાવોરે;
તમે જીવણ નંદકીસોર, હરી અહી આવોરે. ૨૧
માઘે મળવા નાથને, મન હીસેરે;
હુ જોઊછુ ચોદશ વાટ, કહી નવ દીશેરે. ૨૨
સીઆળે સુખ સાંભળે મન હીસેરે;
કેમ જાગે મોટી રાત કહી નવ દીશેરે; ૨૩
મોરલી સુણવા માહરૂ, મન હીશેરે;
મેં સોધ્યા સહુ ગોવાળ કહી નવ દીસેરે ૨૩
જે હસવુ કરતાં નાથજી, મન હીસેરે;
અમે સોધ્યુ વનદરાવન, કહી નવ દીસેરે, ૨૫
સપનંતર શરખુ થયુ મન હીસેરે;
અમે તે દુખ કેમ શહેવાય. કહી નવ દીસેરે. ૨૬
આવડુ અમે જાણ્યુ નહી. મન હીસેરે;
છેક આપવી છેહ, કહી નવ દીસેરે. ૨૭
માઘે મન વીહવળ થયાં, મન હીસેરે;
તમો જીવણ નંદકીસોર, કહી નવ દીસેરે. ૨૮
ફાગણ કહુ ફેરી ફેરી, દુખ કાપોરે;
છો ગોપી જનના પરાણ દરશન આપોરે, ૨૯
વશંત આવ્યો વીઠલા, દુખ કાપોરે;
ગુલાલે ભરયા ગોવીંદ, દરશાન આપોપોરે ૩૦
હોળી હરખે ખેલીએ, દુખકાપોરે;
રમવા સરખી રાત, દરશાન આરે. ૩૧

માથે મુગટ કર મોરલી, દુખ કાપોરે.
પરભુ જમનાજીને તી, દરસન આપોરે. ૩૨
ગોપીઓ શહુ વલવલે, દુખકાપોરે;
એમ કઠણ ન થઈએ કંથ, દરશન આપોરે;
હરી હવે ઘણી થઈ, દુખ કાપોરે;
ઓચીંના એકાંત- દરસન આપોરે. ૩૫
ફાગણ ફરકે આંખડી દુખ કાપોરે,
છો જીવણ નંદકીસોર, દરસન આપોરે, ૩૬
ચઈતર ચીંતા કરે, સઉ બાળારે,
સવામી વીજોગે દેહ, પરગટી જવાળારે. ૩૭
વદન કમળ સુકાઈ ગયાં, સઉ બાળારે;
નવ સુજે એકે પેર પરગટી જવાળારે. ૩૮
શણગાર સેજે પરહરી, સઊ બાળારે;
સુકાયાં સઉનાં ગાત્ર, ગટી જવાળારે. ૩૮
ઘેલી શી ફરે ગામમાં. સઉ બાળારે.
નહી કરસન વીના કાંઇવાત પ્રગટી જવાળારે. ૩૯
ગુણ ગાતી ગોવીંદના, સઊ બાળારે,
વહે નેતરે આંસુ ધાર, પ્રગટીજવાળારે. ૪૦
સોક સમુદરમાં પડી, સઊ બાળારે;
તેનુ રહયું નહી ઠાર, પ્રગટી જવાળારે. ૪૧
ચઈતરે ચીત ઠરે નહી સઉ બાળારે,
છો નાગર નદકીસોર પ્રગટી જવાળારે. ૪૨
વઇશાખે સઉ વલવલે, કયાં જઈએરે;
મારે હઇએ દુખ અપાર કોને કહીરે. ૪
તીકમજી તે તજી ગયા કયાં જઈએરે

વળી હસે દુરીજન લોક, કોને કહીએરે. ૪૪
પ્રાણ અમારા પ્રભુ કને, કયાં જઈએરે;
વળી શાસુ નણદનુ સાલ કોને કહીએરે. ૪૫
સુનુ સઘળુ દેખીએ, કયાં જઈએરે,
ગયા જીવન પ્રાણ આધાર કોને કહીએરે. ૪૬
કઠણ થયા છે કહાનજી કયાં જઈએરે;
હુજીએ નવ જાએ પરાણ કોને કહીએરે. ૪૭
પરેમ પંથમાં સઉ પડી, કયાં જઈએરે,
છે વાંકી સઘળી વાત, કોને કહીએરે. ૪૮
વઈશાખે રાખપાં વેગળાં કયાં જઈએરે,
છો નાગર નંદ કીસોર કોને કહીએરે. ૪૯
જોડ કહાવે જોખતાં એમ હરીનેરે,
શુ અટકયા કુબજા સાથ, નાઆવ્યા ફરીનેરે. ૫૦
પરીત કરી લપટાઈ ગયા, એમ હરીનેરે;
મળી મથુરાકેરી નાર ન આવ્યા ફરીનેરે. ૫૧
વાંક કાઢીને વળગતા, સઉ હરીનેરે,
ભુલી શુ હું ભગવાન, ન આવ્યા ફરીનેરે. ૫૨
અમો અબળાનુ શુ ગજુ કહે હરીનેરે;
તે તમને ન ઘટે નાથ ન આવ્યા ફરીનેરે. ૫૩
વાંક કસોછે વીડલા, કહે હરીનેરે,
દઈ છેક ગયાછો છેડ, ન આવ્યા ફરીનેરે. ૫૪
મારૂ જોબનીયુ એળે ગયુ, કહે હરીનેરે;
હું કયાં લગી રાખુ ધીર ના આવ્યા ફરીનેરે. ૫૫
જેઠ હેડ જોઈ ગયા, કહે હરીનેરે;
છો નાગર નંદ કીશોર, ન આવ્યા ફરીનેરે ૫૬

અસાડ ઘન આવીઆ આ બેનીરે;
થયો વીજળીનો ચમકાર, મનકુ રહેનીરે. ૫૭
બપઇઆ પીઉ પીઉ કરે આ બેનીરે;
મદમાતા બોલે મોર, મનકુ રહેનીરે. ૫૮
શંભે પીઉડો સાંભરે, આ બેનીરે;
વળી મંડયો વરશે મેહ, મનકુ રહેનીરે. ૫૯
લોક લાજ મેં પરહરી, આ બેનીરે;
હું જાણી પ્રભુની પાસ, મનકુરહેનીરે. ૬૦
ધીરજ મેં રાખી ઘણી, આ બેનીરે;
હજુએ નવ આવ્યા નાથ, મનકુ રહેનીરે. ૬૧
કોઇ સંદેશો કહે મને, આ બેનીરે;
હરી આવશે આજ કે કાલ મનકુ રહેનીરે. ૬૨
અશાડે ના આવીઆ, આ બેનીરે;
છો જીવણ નંદકીશોર મનકુ રહેનીરે. ૬૩
શ્રાવણ વરશે સરવડે, તે સાલેરે;
આવ્યા ચોમાસાના દન, કોહો કેમ ચાલેરે. ૬૪
હરી કુબજા સાથે ખેલ કરે, તે સાલેરે
વાલે મુકી વરજની નાર, કહો કેમ ચાલેરે. ૬૫
સંદેશો ના કાવીઓ, તે સાલેરે;
તમે લોક થયા મહારાજ, કહો કેમચાલેરે. ૬૬
વહેરીઠા કરે વાતડી, તે સાલેરે;
મારૂ પુરણ બાંધ્યુ મન, કહો કેમ ચાલેરે ૬૭
વીઠલે રાખયાં વેગળાં, તે સાલેરે;
શું નથી જાણતા નાથ કહો કેમ ચાલે ૬૮

હરી ચતુર થઈ ચુકી ગયા, તે સાલેરે;
ગયું જાગ્ણપાગ્ણામાં આજ, કહો કેમ ચાલેરે. ૬૯
શ્રાવણ શુનો હરી વીના તે સાલેરે;
છો નાગર નંદકીશોર, કહો કેમ ચાલેરે. ૭૦
ભાદરવો કહે ભાવશુ, પ્રીજ નારીરે;
તમે જીતા જગજીવન, હરી હું હારીરે. ૭૧
રમતાં રાંડ કીધી હશો, પ્રીજ નારીરે;
તમે ક્ષમા કરો અપરાધ, હરી હું હારીરે. ૭૨
મનમાંથી વ્યાકુળ થઇ, પ્રીજ નારીરે;
હવે દયા લાવો મહારાજ, હરી હું હારીરે. ૭૩
તમે કહેશો તે કરશું અમે, પ્રીજ નારીરે;
પ્રભુ રખે રાખતા રીસ, હરી હું હારીરે. ૭૪
ત્રીકમજી તમે તજી ગયા, પ્રીજ નારીરે;
કેમ વરશે વરસાદ, હરી હું હારીરે. ૭૫
અમો આહીર અહંકાર તજ્યો, પ્રીજનારીરે;
તમો છો દીન દયાલ, હરી હું હારીરે. ૭૬
ભાદરવે ભુધર નવ મળ્યા, પ્રીજ નારીરે;
છો નાગર નંદકીશોર, હરી હું હારીરે. ૭૭
આસોમાં સખી આવશે, વનમાલીરે;
મારે થાશે હરીશુ ભેટ, આજ દીવાળીરે. ૭૮
પ્રેમ જોઇ ગોપી તણા, વનમાળીરે;
હરી આવ્યા કહેવાય, આજ દીવાળીરે. ૭૯
ગોપી સહુ હરખે ઘણું, વનમાળીરે;
ઘેર ઘેર મંગળ ગાય, આજ દીવાળીરે. ૮૦
ફરી ફરી મુખ નીરખતાં, વનમાળીરે;

સઉ હરખે ઘેલી થાય, આજ દીવાળીરે. ૮૧
ગોપી પ્રેમે કરતી આરતી, વનમાળીરે;
વળી પેચ્ચે હસતી જાય, આજ દીવાળીરે. ૮૨
મનોરથ સઊ પુરણ કરયા વનમાળીરે;
થયા તે બારે માસ, આજ દીવાળીરે. ૮૩
આસોમાં હરી ફરી મળ્યા, વનમાળીરે;
છો નાગર નંદકીશોર, આજ દીવાળીરે. ૮૪

## શ્રી અંબાજીના મહીના.

કારતક માસે કરૂણા કરો મુજ માતરે, મા અંબાજી;
અલબેલી અંબા સાંભળ મારી વાતરે, મા અંબાજી ૧
વાત સાંભળીને સમરૂ શ્રીહરીનાથરે મા અંબાજી;
તારા દરશનની મને મોટી અંબા આસરે મા અંબાજી૨
માગશર માસે મન મળવા અકળાયરે, મા અંબાજી;
તારી ઇછા કરતાં અંબા દીન વહી જાયરે, મા અંબા. ૩
દીન વહી જાયને આસા મુજને મોટીરે, મા અંબાજી;
તારા રંગ મંડપમાં હુ નવ આવી લોટીરે, મા અંબા૪
પોસ માસે મુજને મળવા શોષરે, મા અંબાજી;
મુજ રાંક ઉપર શો ધરવો માજી રોશરે, મા અંબા. ૫
રોશ ન ધરીએ તમેછો દેવી દયાળયરે, મા અંબાજી;
તુ નામ ધરવે સેવક જન પ્રતીપાળરે, મા અંબા૦ ૬
મહા મહીને કાંઇ વરત સાંભળાં તમારાંરે, મા અંબાજી;
મા શુ જુઓછો કુડાં કરમ અમારાંરે, મા અંબા૦ ૭
કુડાં કરમની કરણીછે મધ્યાનરે. મા અંબાજી,
તારા દરસનનુ મને મોટુ અંબા ધાનરે, મા અંબા૦ ૮

ફાગણ માસે ફરી ફરી ઉલટે અંગરે, મા અંબાજી;
રંગ ભરયાં મનડાં નવ કરશો ભંગરે, મા અંબા૦ ૯
ભંગ ન કરશો તનકુ મારૂં તલપેરે, મા અંબાજી;
ચીત અમારૂં ચરણે આવી અટકેરે, મા અંબા૦ ૧૦
ચઈતર મહીને ચીંતા મુજને ઝાઝીરે, મા અંબાજી;
જનમ ધરીને નવ નીરખ્યાં અંબામાજીરે, મા અંબા૦ ૧૧
નવ નીરખ્યાં મે અંબા અકલ સ્વરૂપરે, મા અંબાજી;
મા વલતાં ક્યાંથી દેખીશ માનાં રૂપરે, મા અંબાજી૦ ૧૨
વઈશાખ મહીને વરસ જાય દેહ નાઠીરે, મા અંબાજી;
મા હવે વળતી વેળા રહીછે માઠીરે, મા અંબા૦ ૧૩
વેળા માઠી માંયે મોટુ દુખરે, મા અંબાજી;
વળતાં ક્યાંથી દેખીસ માનાં મુખરે, મા અંબા૦ ૧૪
જેઠ માસે મુજને તેડો ઠેડરે, મા અંબાજી;
નહી તેડાતો જીવન જાશે વેડરે, મા અંબાજી૦ ૧૫
વેડ થાશેને મીથ્યા થાશે જનમરે, મા અંબાજી;
ભાગ્ય નથી પણ ઓછાં મારાં કરમરે, મા અંબા૦ ૧૬
અષાડ માસે અટક ન ધરીએ માતરે, મા અંબાજી
તારા દરશનને માટે તલશે મારૂં તનરે મા અંબા૦ ૧૭
તન તલસેને દયા ન આવે મારીરે, મા અંબાજી;
મા દયાળુ દીલથી શુ મુકોછો કાઢીરે મા અંબા૦ ૧૮
શ્રાવણ માસે સંઘ ભરાય બહુ ભારીરે, મા અંબાજી;
મા ઇછા હોયતે આવે તારે પાસેરે, મા અંબાજી૦ ૧૯
મા સંઘ ભરાયને સઉને ઇછા થાયરે, મા અંબાજી;
મા પાપી હોયતે નીરસો પાવન થાયરે, મા અંબા૦ ૨૦
ભાદરવામાં શીદને મન ભમાવોરે, માં અંબાજી;
તારાં દુરલભ દરશન આપી તાપ સમાવોરે, મા અંબા૨૧

તાપ સમાવી સીતળ કરજો છાંયરે, મા અંબાજી;
શીસ નમાવતાં માશ્રીત મલે થાયરે, મા અંબા૦ ૨૨
આસો માસે અરજ સાંભળો વેલીરે, મા અંબાજી;
મા આરાસુરમાં કરો આનંદની હેલીરે, મા અંબા૦ ૨૩
હેલી કરીને પુરો મનની આશરે, મા અંબાજી
સેવક જનને તેડો તમારી પાસરે, મા અંબા૦ ૨૪
બારે માસ પુરણ કીધા માતરે, મા અંબાજી;
મા વીશામપરી વીસ્વાસ ન કરશો ઘાતરે, મા અંબા૨૫
તેરમો મહીનો પુરસોતમ કહેવાયરે, મા અંબાજી;
મા હરી પ્રતાપે પુરસોતમ સહુ ગાયરે, મા અંબા૦ ૨૬
આરાસુરમાં નીત્યે આનંદ થાયરે, મા અંબાજી;
કરજોડીને બાપુ શેવક ગાયરે, મા અંબાજી ૨૭

## દ્વારકાંના મહીના

કારતક મહીને એ શું કીધુ કામરે શામળી,
અબળાને તરછોડી ચાલ્યા ગામ મારા શા. ૧
કેની ઓથે હુતો જઈને રહુરે શામળીઆ,
જોબનીંઆની પીડા કેને કહુ મારા. સા૦ ૨
વાલા તેતો ઘણી કરીછે ઘાતરે, સા૦
અંતર માંહે જુઓ તપાસી વાત મારા શા૦ ૩
મા નોધારીનો નાવલીઓ પરદેશરે, શા૦
વેહેની લાહ્યો લાગી બાળે વેસ મારા શા૦ ૪
જુવાનીનુ પુરવહીને જાયરે શામળીઆ.
દહડે ને દીવસે તે ઓછુ થાય મારા શા૦ ૫
અજાણેતો પ્રીત એમ શુ જોડીરે શામળી.
જાતાની વેળાએ છેહજ તોડી મારા શામ. ૬
ઘાવદતો આવી દરસન દેજોરે શા૦

દ્વારકાંના સ્વામી અમને મળજો મારા શા. ૭
માગશર મહીને કેઇ પેરે હું રહુંરે શામ૦
સુખડાંને દુઃખડાં તો કોને કહું મારા શામ૦ ૮
પિઉ વીનાતો ઘેલી હું તો થાઉંરે શામ૦
આ મેલ્યુ ને સંતાકુ ભુલી જાઉં મારા. ૯
મહા મુજને આવી ધારણ દેજોરે, શા૦
કાંઈ મીઠલડી વાતોતો મુજને કહેજો મારા શા. ૧૦
વનમાળી તું તો લીલાનો સાથીરે, શા૦
કીડીનો તે આલો કેમ રહે હાથી મારા શા૦ ૧૧
અમે તમારાં દાસલડાંતો થઇએરે શા૦
મોટાને ઠેકાણે કાંઇ નવ જઇએ મારા શા૦ ૧૨
દયા હઇઆમાં કાંઇક તમેતો લાવોરે શા૦
પ્રીતલડી જાણીને ઘેર આવો મારા શા૦ ૧૩
એ મહીનામાં વરશ ગયાંછે લાખરે, શા૦
દ્વારકાંના સ્વામી દરશન દાખ મારા શા૦ ૧૪
પોસ માસે ના આવેતો મરીએરે, સા૦
વીખડાંને ખઇને તો ઘાતો કરીએ મારા શા૦ ૧૫
મુગ તેં તો કાપ્યાં છે આજરે, શા૦
સંપટતેતો કશી નઆવી લાજ મારા શા૦ ૧૬
ભવસાગરમાં બુડી હુતી જાઉંરે, શા૦
કોનાને પાલવડા તાણી સાઉં મારા શા૦ ૧૭
તમ વીનાતો ક્યાંથી લીજે લાજરે, શા૦
તબે તો ધરતી ને ઉપરછે આભ મારા શા૦ ૧૮
ચુક અમારી નજરે શી છે ચઢીરે શા૦
કઠણ હઇયાના થઇને ગઆ વઢી મારા શા૦ ૧૯
અવગુણ અમારો વ્યાકુળ તેં તો કીધોરે શા૦

પડતાને ઊપર તો પાય દીધા મારા સા૦ ૨૦
ફુડું તેં તો મુજશું કીધું કામરે, શા૦
માહા મહીનો તો એલેવેલે જાયરે શામળીયા.
શીયાળાની ટાઢો મુજને વાય મારા શા. ૨૨
સુતાંને બેઠાં તો સુનું લાગેરે શામળીયા.
સુખડાને સંભારી બાણ વાગે મારા, શા. ૨૩
ડીમ હવે તો પડવા માંડયું કેરરે સા.
સેજલડી સુનીછે લાવો મેર મારા શા. ૨૪
હીમાલો તો હાડયોને અતી હીંડયોરે શા.
દાહડા દીનની ભાગો મારી ભીડયો મારા શા. ૨૫
કઠણ વેળાના આવી સંકટ હરજોરે શામળીયા,
વીનતાને તો વાલ કરીને વરજો મારા શા. ૨૬
ટાઢ વળતાને પાણી તમે પાવોરે શામળીયા.
શીયાળો ગાળવાને ઘેર આવો મારા શા. ૨૭
વીસ્વાશીને વહીને ત્યાં રહયારે શામળીયા.
દ્વારકાંના સવામી સુધા થયા મારા શા. ૨૮
ફાગણ મહીને પરેમવાડી રહીછે ફારીરે શામળીયા.
ઘેરાઈયા રમેછે કેસર ઘોળી મારા શા. ૨૯
વંદરાવનની વેલો સરવે ફુલીરે શામળીયા.
લીલીને રહીછે કાંઈ ડાલો જુલી મારા શા. ૩૦
દવનાં લાગ્યાં વન થયાંછે લીલાંરે શામળીયા.
ફુલડીયાં ફુલ્યાંછે રાતાં પીળાં મારા સા. ૩૧
આંબલીએતો મોરછે રૂડી રીતેરે સામળીઆ.
બાવળીઆતો ફુલ્યા પુરણ પ્રીતે મારા સા૦ ૩૨
આ રતમાંતો ચોચંતાના આવોરે શામલી,
કાગલીઆ લખો કે કાંઈ કાવો મારા શામલીયા. ૩૩

ડાહ્યાનેતો કહેવુ ન પડે કાંઈરે સા૦
બીડયાંને બસીએ છીએ રૂદીમાંય, માર સા૦ ૩૪
વીરહ તાણાતો ભીતર ભડકા લાગેરે, સા૦
દવારકાના સ્વામી સુતા જાગે; મારા સા૦ ૩૫
ચઈતર મહીને ચીંતામાંતો ફરૂરે સા૦
ઠારણ મારાં ઠારો તરિ ઠરૂં; મારા શા૦ ૩૬
આ દુખડાંતો સુખે મેંતો સહયાંરે શા૦
કઠણ હઈઆના એવા કેમ થયા, મારા શા૦ ૩૭
ઉનાળાનો તડકો આકરો લાગેરે શા૦
ધરતીને ધીકેછે કામ જાગે; મારા શા૦ ૩૮
મોહ તણાતો ભડકા મુજને લાગેરે સા૦
ઘરમાંહે જઈને ઊંડા આઘે મારા શા. ૩૯
વાલા તા ી કુપલીઓ કરમાયરે, શા.
સેંચા વીનાતો સુકાઈ સુકાઇ જાય મારા શા. ૪૦
ધુતારાને વાર ન લાગી જાતાંરે સા૦.
નમેરાંને દયા ન આવીવાતાં. મા૦ ૪૧
છ મહીના તો ચઈતર મહીને થયારે; સા૦
દવારકાંના સવામી કયાં ગયા મા૦ ૪૨
વઈશાખે તો વાર તમને લાગેરે; શા૦
અબળા નારી તરત પરાણ તે તાગે. મા૦ ૪૩
ગોકુળ આવો ગીરધારી તમો ચાલીરે. સા૦
વાતલડીઓ તો આપણ કરીએ વાલી. મા૦ ૪૪
સંસાર તો મુજને મેણા મારેરે, શા૦
કાનુડો સઊ કહીને પોકારે મારા સા૦ ૪૫
કે મુજને મેલીને તો ગયારે; સા૦
કુબજાના બેલીડા જઈને થયા મારા૦ ૪૬

ચીતવ્યુ તે તો મારા મનમાં રહ્યુરે સા૦
અણચીતવ્યું તે આગળ થયુ. મા૦ ૪૭
શુ કરીએ બાઇ કરમ તણા છે ભોગરે; શા૦
આ વેળામાં કંથ તણો વીજોગ. મા૦ ૩૭
ઉભી ઊભી અરજ કરૂછુ તારીરે; સા૦
દ્વારકાંના સવામી જો જો ધારી મા૦ ૪૯
જેઠ મહીને તો વાવલીઆ ઘણા વાયરે; સા૦
તારૂણીને તાલાવેલી થાય મા૦ ૫૦
પંખીડા તો પાવસ જઇ ને બેઠારે. સા૦
માળા તો ઘાલીને પ્રીતે પેઠાં મા૦ ૫૧
પરદેશી તો પરદેશથી આવ્યારે; સા૦
સમાચાર કોઇ તમારા નવ લાવ્યા. મા૦ ૫૨
મથુરાના વાસી તમે થયારે, સા૦
ગોકુળીયાને જાણ્યા તાં શું રહ્યા મા૦ ૫૩
આછુ પાત્ર કંશ તણી છે દાસીરે; સા૦
ધુતારીએ રાખયાં રંગવીલાસી મારા૦ ૫૪
ચતુર હોય તે સારૂ નરસુ જાણેરે, સા૦
વાંકી તો મનમાં વાતો આણે. મા૦ ૫૫
દયા કરીને દુખ અમારાં કાપોરે; સા૦
દ્વારકાંના સવામી સુખડુ આપો મા૦ ૫૬
માસ અસાડે ચોમાસુ ભરપુરરે સા૦
વરસાળો આવ્યો તે જોજો ઉર મારા૦ ૫૭
મધુરે મધુરે મેવલીઓતો વરશેરે સા૦
ઝાડીઓને લાગી તો જીવ ઠળશે મા૦ ૫૮
નાની મહોટી નદીઓનાં જે નીરરે; શા૦
ભરીને ચાલે છે દરીઆ તીર મા૦ ૫૯

જયાં જાઉ તાં જળ તણો નહી પારરે.
ધરતીએ તો સજીઓ છે સણગાર મા૦ ૬૦
મોર દાદુર બોલે છે મોટા વનમાંરે, સા૦
બપઇયા તરશો છે એવા દનમાં મા૦ ૬૧
એવી ટેક હોય તો એને મળજોરે; સા૦
પ્રેમી જનના સ્નેહી વહેલા વળજો મા૦ ૬૨
પંડ પડે પણ બીજાને નવ ભજીએરે સા૦
દવારકાંના સવામી સુખડાં સજીએ મા૦ ૬૩
શરાવણ મહીને શરવડીઆંતો પડરે. સા૦
મેવલીઓ ગાજેછે વાદળ ચડે મા૦ ૬૪
આડી અવળી વાદળીઓતો ધાયરે; સા૦
કાળા ધોલા ડુગરીઆ દેખાય મા૦ ૬૫
વજળીઓના ઝબુકા બહુ થાયરે, સા૦
જુવતીઓ તે જરાત જોયુ જાય મા૦ ૬૬
ધરતી ઊપર જલ તણો નહી પારરે. શા૦
પગ માંડવાને નથી એકે ઠાર. મા૦ ૬૭
વળગેલાને વાટમાં નવ મેલોરે સા૦
ચરણ કમળથી પળ અળગા નવ ઠેલો મારા૦ ૬૮
દન રજનીતો આજમાં જાયરે. સા૦
તમ વીના મેતો નવ રહેવાય, મા૦ ૬૯
અવગુણનો તો એકે નથી પારરે. સા૦
દવારકાંના સવામી કરજો વહાર. મા૦ ૭૦
ભલુ થયુ ભાદવો ભલે આવ્યોરે; સ.૦
સુંદરીના મનમાંતો સારો ભાવ્યો મા૦ ૭૧
સદમંદર બેઠી ભજન કુતો કરતીરે. સા૦
કાનુડાનુ કીતવન ચીંતમાં ધરતી મા૦ ૭૨

એવામાં તો સપનુ મુજને થયુરે, સા૦
ઝગમગ રૂપ આવીને ઊભુ રહ્યુ મા૦ ૭૩
ભાવ કરીને હેતે મુજને ભેટયારે. સા૦
રંગ વધ્યારયો શોક સરવે મટયો મા૦ ૭૪
સેહેજ તણુ તો સારૂ લીધુ સુખરે, સા૦
ઘણા તો દીવસની ભાગી ભુખ. મા૦ ૭૫
જનમ જનમની ભાવટ મારી ભાગીરે. સા.
એવામાંતો ઝબક કરતો જાગી મા૦ ૭૬
પાતળીએ તો પુરાણ કીધાં મેરરે સા૦
દ્વારકાંના સ્વામી આવો ઘેર મા૦ ૭૭
આ શો માસે દીવાળી છે મારેરે, સા૦
દીવાને કીધાછે સઘળે દ્વારે મા૦ ૭૮
કૃપા કરીને માવાજીએ આજરે, શા૦
સારયુને સુધારયુ મારૂ કાજ. મા૦ ૭૯
પુરવ જનમની વાચા. તેતો પાળીરે, સા૦
કરપા કરીને વેળા મારી વાળી, મા૦ ૮૦
ફુલીને ફરૂછુ આનંદ અંગેરે. સા૦
મોતીડે વધાવુ સઈઅરસંગે મા૦ ૮૧
સવંત અઢાર તેવીશ કારતક સારરે, મા૦
એકાદસીએ પુરા મહીના બાર. મા૦ ૮૨
ગુરૂ તણી કીરપાએ મેતો ગાયારે. શા૦
સંતો સુણો અધીક મારી માયા મા૦ ૮૩
સેવક તારે; સ્વામી પાસે રહેછેરે સા૦
કરજોડીને દાસ દ્વારકો કહેછે મા૦ ૮૪
શીખે શુણેને નીત કરે અભ્યાસરે શા૦
[illegible] મંડળમાં સદાય તેનો વાસ મા૦ ૮૫

પુરશોતમ મારો અઠળક ઢળીઆરે. સા૦
સુખડાના સીધુ તો વેલ વળીઆ મા૦ ૮૬
માનનીઓ તો મળીને મંગળ ગાયરે. સા૦
અનંદને ઓછવ ઘણેરા થાય મા૦ ૮૭
તરીઆ તોરણ મંદીરીએતો ઝળકેરે. સા૦
મોતીડાની શેરો મહી લળકે મા૦ ૮૮
ચારે ખુણે કસતુરીની કયારીરે. સા૦
ચંદનના તો ઓકળીઓ દીશે સારી મા૦ ૮૯
ચોકમાં તો રોપાવ્યાછે રોપરે, મા૦
વારી તારા લટકા ઉપર ઓપ મા૦ ૯૦
અરગ કપુરની આરતી સદા થાયરે; સા૦
સુણતાં મારી દુસ્ટ બુધી જાય મા૦ ૯૧
ચોક ઉપર બેઠા દીનોનાથરે શા૦
દવારકાંના સવામી આવ્યા મારે હાથ મા૦ ૯૨

## તુળશીના મહીના.

ધનધન પાટણ ધનધન ગામ, ધન તુળશી તારૂં
ઉતમ નામ સાંભળો ગુણવંતા;
અસાડે તુળશી રોપ રોપાવે,
દેવ દામોદરને નીંદરા ન આવે. શા. ૨
સરાવણે તુળશી દીદાડા દાડે પાને,
હરખ્યા શ્રી નારાણ તુળશીને નામે. સા. ૩
ભાદરવે તુળસી લેરેરે જાય,
કંઠ સોવરાવે શારી જાદવરાય. સા ૪
આશોએ તુળશી આશા વલુધા,
દેવ દામોદરે ખોળામાં લીધાં. સા. ૫
કારતકે તુળશી બાળ કુંવર

ભગવાન નીરધારીને પરણુયા મોરારી. સા. ૬
માગશરે માવટડે ઠરીઆ,
સીઆળે તુળસીનાં આગુરે કરીઆં. સાં. ૭
પોષ માસે પડયારે પોકાર,
તુળશી વના સુનો સંશાર, સા. ૮
માહા મહીને શુધ બુધ ન ભુલે,
તુળશી વના ત્રીભોન ધુલે. સા. ૯
ફાગણે ફાગ ખેલેરે ગોવંદા;
પગરે પાવટડે હરી લેવાવટચંદા, શાં. ૧૦
ચઈતરે ચંત બોલે હંડોળા,
હીચકે હીંચે શ્રીક્રસનજી ગોરા. સા. ૧૧
વઈશાખે ખીલી ફુલવાડી,
ઓઝેને ખોળે મેં રમત રમાડી. સાં. ૧૨
જેઠ માસે તુળશી કરમાયાં;
સોલશે ગોપીઓ પાણીડાં ચાઢયાં. સાં. ૧૩
તુળશીને કયાં ઘીના દીવલડા,
હરી હરી કરતાં જાય એના જીવડા, સાં. ૧૪
હું તમને પુછુ મારી તુળસીરે માતા,
કુણ તારી માતા ને કોણ તારો પીતા. સાં. ૧૫
ધરતી મારી માતાને આભ મારો પીતા;
દેવકી મારી શાસુ ને ક્રષ્ણ ભરથાર. સાં. ૧૬

## થોભણદાશના મહીના.

કારતકે કોડામણોરે; શીલો પુનમકેરોચંદ વાલા;
રાધાજી કરે હરીની વીનતીરે, ચરણે રાખો ગોવંદવાલા
માગશરે મેલી ગયારે, પેલા ગયા પરદેશવાલા;
ભરજોબનમાં ભામનીરે. અબળા બાળવેશવાલા. ૩

પોશ માસે પુછામણીરે, સાંભળ સહીઅર વાત વાલા;
શ્રીકૃષ્ણ ચાલ્યા દ્વારકાંરે, સોળસે ગોપીના નાથવાલા. ૩
માહા મહીને મન મહુરૂરે, ચીતડું વ્યાકુળ થાય વાલા;
સમણાં લાગયાં શ્રીરામનાંરે, દીઠા જાનકરાયવાલા. ૪
ફાગણ માસે ફરૂકીઆરે, વાગેછે તાલ મરદંગવાલા;
મધુરીશી વાય વાલો વાંસળીરે, હોળી ખેલે ગોવીંદ વાલા.
ચઈતરે ચીતામણીરે, ના આવ્યો નંદકુમારવાલા.
કોઈ લાવે પીઉની વધામણીરે; આપુ એકાવળહારવાલા
વઈશાખે વનવેડીઆરે, વેડીછે દાડમ દરાખવાલા;
કોયલડી ટહુકા કરેરે, સરવો લાગે એનાં સાદવાલા.૭
જેઠ મહીનાનાં રાણ તપેરે, જેવા ઉનાળાના તાપવાલા;
લંકાંમાં જવાલા પરજળેરે, ઉભા રહો રઘુનાથવાલા.
અશાડમાસ ભલે ઊલટયોરે, થાય વીજળીઓના વેગવાલા,
ભલીરે કુલટી મેની વાદળીરે, વરસા બારે મેઘવાલા. ૯
શરાવણ વરસે સરવડેરે, નદીએ નીરૂમળ નીર વાલા;
ભીંજે તે રાણી રાધીકારે, ભીંજાય દખણીનાં ચીરવાલા;
ભાદરવો ભલે ગાજીઓરે, શીતળ ચડ્યાં વીસેશવાલા
ગોરાદે ભીંજાય ઘર આંગણેરે, પીઉડો ભીંજાય પરદેશવાલા૧
આસો માસે દીવાળડીરે, સજે સુંદરી શણગારવાલા;
લલાટ ટીલડી સોહામણીરે, કંઠે એકાવળ હારવાલા.૧૨
બારે માસ પુરા થયારે, આવેલો અદક માસ વાલા;
ગાય શીખને સાંભળેરે, વીનવે ચોભાણદાસવાલા.

## મહીના.

કારતક મહીને મેલી ગયા, હરજી હઈઆમાં રાખો ‍ટ
યાદ ગોકુળ કેમ કરી રહેવાય, વાલમ વહેલા પધારજોરે,ટેક
માગશર મહીને મહાલતાં, હરીને આંગણીએ બોલાવતાં,

કરતાં વાલપણાની વાત, વાલમ. ૨
પોસે પરભુ ગયા પરદેશમાં, મેલી અબળા બાળે વેસમાં
સુતા શહેજે નવ સહેવાય; વાલમ. ૩
માઘે મોહનજી મન સાંભરે ગોપીની આંખડીએ આંસુ
ઢળે; સુનો વાલા વના સંશાર; વાલમ. ૪
ફાગણ મહીને વન ફુલી રહયાં, રમતાં રસીઆની ભુલી
ગયા, રશીઆ સેની ચડાવો રીસ, વાલમ. ૫
ચઇતર મન ચંચલછે માહારૂં, હું તો ધાન ધરૂ પ્રભુ તાહરૂં
ઘડી એક જુગ બરાબર જાય. વાલમ. ૬
વઇસાખે વાટડીઓ જોઇ વળી, પોતે પાવડીએ ચડી; શુ
ના જળ જમનાનાં ઘાટ. વા. ૭
જેઠ જીવન જોવા નીસરી, સજવા સણગારો વીસરી; ગી
રધર ઘડીએ ન રહેવાય. વાલમ. ૮
અસાડેછે આસા પ્રીજ નારને, મોહન મનમાં વાત વી
ચારને, પ્રીતમ આવે રહેશે પ્રાણ. વા. ૯
શરાવણ સેરડીઓ સોધી વળી. દીઠી મેં ન તમારીમં
ડળી; મેં ન દીઠા નંદકુમાર; વા. ૧૦
ભોજન ભાદરવે ભાવી રહયા, વાલા વચન તમને શાં ક
હયાં; વીનતા જુએ તમારી વાટ. વાલમ. ૧૧
આસો મેં જાણ્યુ હરી આવશો, તારે દીવાળી દીલભા
વસે; દીપક થાશે ઘર ઘેર; વાલમ. ૧૨

## હલપતના મહીના.

કારતક મહીને અબળા કહેછે કંથને, હવે શીઆસો આ
ળ્યા શવામી નાથજો. હીમાલુના વહારે હલકી ટાઢડી.
શું શોધો પરદેશ જવાના શાથજો, એ મહીને નવ જ
ઇએ પીયુ પરદેશમાં.

માગસર મહીને હોસ ઘણી મનમાંહરે, રસીઆ સંગ રમયાની માઝમ રાતજો; ઘુંઘટડો કાઢીને ઘર આગળ ફ રૂ, પીયું મેલો પરદેશ જવાની વાતજો. એ મહીને૦ ૨ પાસે જે અબળાને પીયુડે પરહરી, તે નારીનાં પુરણ મળીઆં પાપજો; સાસરીએ રહીને તે સું સુખ ભોગવે મહીયરમાં નવ ગોઠે માને બાપજો એ મહીને૦ ૩ માહા મહીને ના કરીએ નાથ મુસાફરી, ઘઉ સાટે જ ઇ લાવો બોરી જારજો; વેચીને જમશુરે મારા વાલ મા; જરૂર નહી જાવા દઉ ઘરથી બાહારજો. એમહીને૩ ફાગ રમે ફાગણમાં નરને નારીયો, ઘર ઘર નઉતમ કઉતક નવલાં થાયજો, જે નારીના નાવલીઓ નાશી ગયો, કહો તેણે કેમ નજરે જોયું જાયજો. એ મહીને.૫ ચઇતરમાં ચતુરને પંથ ન ચાલવું; જો ઘેર નારી સા રી ચતુરસુજાણજો, વાહાલપને વચનેરે પીયુને વશ કરે નીરધારયાં તે પડયાં રહે પરીયાણજો એ મહીને૦ ૬ વાવલીઆ વાયારે પીયું વઇશાખના, રજ ઉડેને માણેક મેલુ થાયજો, નથનીનું મોતીરે હીરા હારના કહો પર હાથે કયમ તે ધારયો જાયજો; એ મહીને૦ ૭ જેઠ તો પરદેશ જાવુ દોહલુ, ઘામ ધખેને લ્હા જેવી લુ વહાયજો, કોમળ છે કાયારે મારા કંથજી, વાણુ સીં ચયાં જયમ ફુલડીઆં કરમાયજો. એ મહીને૦ ૮ અંબર ઘન છાયોરે માસ અસાડનો, મોર બોલે મે વર સે મુશળ ધારજો, કચ્ચરને કાદવરે મચીઆ મેદની, પંખી માળા ઘાલે ઠારો ઠારજો. એ મહીને૦ ૯

શરાવણમાં શીવ પુજીને સુખ માગીએ, વાહાલાનો ન
વ હોજો કદી વીજોગજો, ઉમીઆના સવામીજી આપો
એટલુ, સાસુના જાયાનો નીત સંજોગજો, એમહીને૦ ૧૦
ભાદરવો ભર જોબનનો ફરી નહી મળે. વહી જાશે જેમ
નદીઓ કેરા નીરજો, એવારે દીવશ નવ એળે કાઢીએ;
વાત વીચારી જુઓ નાગુદના વીરજો, એમહીને૦ ૧૧
આશોના દીવશ તો અતી રળીઆમણા. ખાવું પીવું
ફરવા નવલા એલજો, ભેગાં બેશી જમીએ રમીએ સોગટે
છાતીમાં ભીડીને રાખુ છેલજો. એ મહીને૦ ૧૨
માસ અધીકમાં અધીકપણું સું કીજીએ, રહો જોડીને
નાણુ સંગાથે નાગુજો; જેમ ન છુટે બુટો કાચ બીલાર
નો, દલપતના પીતમ છો જાણુ પ્રવેણજો, એમહીને૧૩

## ભુમાનંદના મહીના.

સખી કારતક કમ કરી જાય, મોહન મેલી ગયા;
ખાલી મંદીર ખાવા ધાય દીવસ દુખના રહયા.
સખી સુની દેખીને સેજ, અંતરમાં અતી બળે;
મેલી પેલી ગયા પરદેશ, શોક શેણુ ટળે;
સખી પળ જુગ જેવી જાય જીવત કેમ નીસરે;
દીધાં સુખ દેખાડીને હેત, વીસારયુ ન વીશરે.
શખી દીલમાં લાગયો દાહ, પડી હુ પરજળું.
હવે ભુમાનંદના નાથ, આવે કયારે મળું. ૧
શખી માગશરે મહા દુખ થાય, પેલી ગયા પરદેશી;
નથી સંસારમાં સુખ લેસ, વાલા વીજોગે કરી.
સખી વારી વીનાના બીજુ સેણુ થાય સુખીયા;

તેમ તલફીને પડશે તન, દારૂણ અમે દુખીઆં,
કરૂ પીઉ પીઉ પોકાર ઉભી જોઉ વાટડી;
મારૂ થઇ ગયુ વજર શરીર, ન રહે છાતડી.
સખી નેણમાં વરસે નીર, આગ જળે અંતરે;
ગયા ભુમાનંદના નાથ નાખી પરતંતરે. ૨
સખી પોસે પેઉનો વીજોગ, લાવો શો લીજીએ;
હવે દીલના દુખની વાત કોની આગે કીજીએ;
સખી સુના ચઉદ લોક, ચડે મારી નજરે;
હવે શજીએ સા સણગીર ન આવે મજરે.
મને ઉતારી ઊંડે કુપ,વરત વાઢી ગયા;
મેલી અબળા એકાએક, એને ન આવી દયા.
ગયા પુરી પીંજર માંહી, ઝુરી ઝુરીને મરૂ;
આવે ભુમાનંદનો નાથ, તો દરશન કરૂ. ૩
આવ્યો મહાદુખનો દરીઆવ, પાર કેમ પામીએ;
મને મેલી તેને મધ્ય, તાણાતી સ્વામીએ;
તોય પાપી પ્રાણ ન જાય, દોશ કેને દઇએ;
તેતો વેરી વીધાતાનો વાંક. એમ સમજી રહીએ.
સખી ઉછેરી અમરત પાઇ. ભીડીને ભુજમાં,
તેણે કરયો અમારો ત્યાગ, તેતો વાંક મુજમાં
સખી પીઉ રીઝવ્યાની રીત, વાલે બહુ વાવડી;
ભુમાનંદ કહે એનો શો વાંક, મને નવ આવડી. ૪
સખી ફુટ્યો ફાગણ માસ, વસંત વહી જાયછે;
હવે કે સગ ખેલુ ફાગ, ઉચાટ એ થાયછે.
વાલો બાંધી વસંતી પાગ, સુંદર છોગાં મેલતાં;
ગળે પહેરી ગુલાબના હાર, રંગે સુ રેલતાં.

બરજીવન મારૂ જાય, વરૂથા વાલા વના
હવે શો કરીએ ઊપાય, થાચ બબસીસ ગના;
સખી હોળી હઈઆ માંહે, વાલા વીજોગે બલે;
દખુ ભુમાનંદનો નાથ શોક તારે ટળે. ૫
સખી ચઈતરે ચીતમાં ક્ષોભ, અતીસય થાયછે;
મારે પીઊ વીના પળ એક જુગ જેવી જાયછે.
સખી મોહન મળવાની એક અંતરમાં ધાંખડી;
જોઈ જોઇ જીવનની વાટ, ખોઇ મે તો આંખડી.
સખી અબલા એકાએક, મરીસુ રડવડી;
કેમ જાઉ પીઊની પાસ દીશાએકે નવ જડી,
સખી વીરહવતીને તાપ, અંતરનો ત્યારે ટળે;
જ્યારે ભુમાનંદનો નાથ, ભીડી ભુજમાં મળે ૬
સખી વઈસાખે વધ્યા વન, વાલો હજી નવ વળ્યા
નાવે નીંદરા ન ભાવે અંન, કયારે થાશો ભેળ્યાં.
અતી અંતર વીરહનો તાપ, ઉપર લુ વાયછે;
શાથી શીતળ થાય શરીર, ઉચાટ એ થાયછે.
મને મેલી મહાવનમાંય, હેડી હાલી ગઈ.
મારા દીલના દુખની વાત, કેને જઈ કહી.
સખી એક ન રહ્યો આધાર, કયાં જઈને થોભીએ;
હવે ભુમાનંદના નાથ. વીના સુ સોભીએ, ૭
સખી જેઠે જગજીવન; મને મેલી ગઆ;
મે તો કરયો અતી કલપાંત, તોએ નાવી દઆ,
સખી અબળાનુ સુ જોર, ચાલે જે રાખીએ
થઇ નાથ વીનાનાં નીરાસ, નીશાસા નાખીએ;
સખી પીયુ સંગ રમવાની હામ, હઈયામાં રહી

બોઇ રસીક શીરોમણ સ્યામ, કંગાળ હું થઇ;
કાઢો શુખ સાગરથી બાહાર, નાંખી દુખ દરીએ,
હવે ભુમાનંદના નાથ, વીના સુ શોભીએ, ૮
આવ્યો અસાડ ચમકે વીજ, ગાજે મેઊલા ઝરે;
બોલે બપઇઆ દાદુર મોર, કોયલ ટઉકા કરે
કોરે કાળજ એના બોલ, અંતરમાં ઉડાંગરી;
અસી ઘોર અંધારી રાત, વીને શોણુ કરી.
નવ જોબન એલેજાણે, પીયુને ક્યારે મલુ,
અતી અંતર વીરહનો તાપ, તેણુ હુતો બળુ.
દખીએન શજી સણગાર, ધરા નીલી થઇ;
નાવ્યા ભુમાનંદનો નાથ, તેણુ હું સુકી રહી. ૯
સખી શરાવણુ વરસાદ તો, વરશે સરવડે,
તેણુ નાળ્યાં નદીએ પુર, શરોવર ભર્યાં જળ વડે,
પાક્યાં તરણવેલીયો અન. શરા આશી સહુને,
પીયુ વીના પતીવરતા નાર, દખે દુખ બહુને;
સુને મંદીર અબળા હું એક, જાવ કેમ જામની;
બોલે તમરાં અંધારી રાત, કંથ વીનાકામની;
અમને અધુર અમરત પાઇ, રાખ્યાં છે સુખીઆં;
હવે ભુમાનંદના નાથ, વીનના દુખીઆ- ૧૦
સખી ભાદરવે ભરપુર, નદીઓ જાય છે;
તે તો સાગરનો શંગમ, થવાને ચાયછે.
મને પીયુ મળવાની પયાસ, અંતરમાંતો ઘણી.
પાસ કેમ કરી થાય મેળાપ. ન સરજી પંખાણી
શરદ રૂતુમાં આવજો શામ, રંગે ભરયાં રમીએ

પાકાં શરવે નવાં નવાં અન. જમાડીને જમીએ
સખી સોભે નહી સાણગાર, અંગે તે સુ ધરૂ
હુતો બ્રુમાનંદના નાથ, વીના અડવી ફરૂ, ૧૧
જાય ઊતમ આસો માસ, દીવશ દીવાળીરે;
ઊભી જોઊ જીવણની વાટ, મારગ સાંમું ભાળીરે;
લખુ કાગળ કોય લઇ જાઓ, આપો મારા નાથને.
હુતે કેમ કરી રાખુ પ્રાણ, કોહો જોડી હાથને,
ગયા વીતી બારે માસ, શંદેસો ન મેલીઓ
મારા દીલમાં દુખનો આજ, રીણાવર રેલીએ;
મારી વીનતી વાંચીને વાલા, ઉતાવલ આવજો,
બ્રુમાનંદ કહે નહીતો મને નાથ, તુરત તેડાવજો.

## બ્રમાનંદના મહીના.

રાગ ધોળ.

જેઠે જીવણ ચાલીઆ નીર મોહી મારા નાથ;
દરસન વીના દુખીઓ, ઘણો, સરવે વરજનો સાથ,
અંતર તાપ વીજોગનો, લુ બહારથી વાય;
મળ્યા વીના હવે માવજી, જુગ તુલ્ય રજની જાય.
ફળીઆમાં ઘોડી ફરતાં, ધરતાં છોગલાં શીશ;
તે દીન કયારે દેખાડશો, ડોલરીઆ જગદીશ.
પ્રાણજીવન હવે પુરીએ, હઇયા કેરી હામ,
બ્રહ્માનંદના નાથજી, આવો સુંદર સામ. ૧
અશાડે અલબેલડા પુવનનુ પુરૂ જોર;
ઝુકી આવી આકાશમાં, ઘન ઘટા ચારે કોર;
હળ જુત્યાં ફળ પાકીઆં, પાલવીઆં વનપાન;

એ રતે પ્રીતમ આવીએ, કરૂણા સાગર કાન.
પરેમ સુધારસ પાઈને, કીધાં મોટેરાં ભાવ;
મેલીને મથુરાં ગયાં ન ઘટે મારા નાવ.
અંતરમાં રહેતો નથી, એક ઘડીએ આરામ;
બ્રહ્માનંદના નાથજી આવો સુંદર શામ;
શરાવણ વરસે સરવડે, નદીએ નીર ન માય;
આવો હવે અલબેલડા, મળવા મન લલચાય.
વરક્ષે લુલી વેલડી, અંબુ અપરંપાર;
કોઈક શીવ પુજા કરે, મોડે ગાય મલાર.
હરીઆવી ડુંગર ઊપરે, કરે કાંઈ વરત નેમ;
આ રતમાં અમે તમ વીના, કહોને રહીએ કેમ.
સરવે સુખ શંશારના તમ વીનાછે હરામ;
બ્રહમા નંદના નાથજી, આવો સુંદર શામ;
ભાદરવામાં ભુધરા, નદીએ આવીઆં નીર;
એ રતે રહેવુ નવ ઘટે. છેટે શામ શરીર;
પ્રથવીએ અંબર પેરીઆં, નીલાં અતી નવરંગ;
એ રતે સરવે સીતળ થયાં અબળા દાઝે છે અંગ;
મધુરા બોલે મોરલાં, ઘન છાયો આકાશ,
એ રતે વહાલમ આવીએ, પુરો અંતર આશ; ,
લટકાળા લાગી રહી, ઝંખના આઠો જામ;
બરમાનંદના નાથજી, આવો શુંદર શામ૦ ૪
સરદરૂતુ સોહામણી, આવીયો આસો માસ;
એ રતે વાલમ આવીએ; રમવા સુદર શામ;
નીરમળ અંબર થઈ રહયાં, થયાં નીરમળ નીર;
નીરમળ નાથ પધારીએ, છોગાળા બળવીર;

દસરાએ દલ ચાલીઆં, બાંધા નદીએ ઘાટ;
એ રૂતુમાં અલબેલડા, વલી વલી જોઉ વાટ;
છેલ છબીલા સામલા ઠરવાનુ છે ઠામ;
પ્રેમાનંદના નાથજી, આવો સુંદર શામ. ૫
કારતક માસે કાનજી; વાટ જુએ વરજ નાર;
અંતર ઊતાપો ઘણો, લોચનીએ જલધાર;
અલબેલાવર આવીએ, ડોલરીઆ સુખ દેણ;
વાટ જોઇ જોઇ વાહાલમા, આંખાં થઇ ગયાં નેણ;
એકાદશી પ્રબોધની ઉતસવનો ઠરાવ;
એ રત અહીંઆં આવીએ, મીઠડા બોલા માવ;
તમ સારૂ તલખે ઘણું, સરવે ગોકુલ ગામ
પ્રેમાનંદના નાથજી, આવો શુદર સ્યામ. ૬
માગશર મહીનો આવીઓ, બેઠી રત હેમંત;
પ્રીતમ હજી ન પધારીયા, કોમળ મારા કંથ;
સારસડાં પણ સભાગીયાં જયાં ત્યાં જોડી જાય;
અમને મેલી એકલાં, ગયા ત્રીભુવન રાય,
સરશ રીતે નીરમાં, ફુલ્યા કમળનાં વરંદ,
અમને કદી ફુલાવશો, છોગાળા વરજચંદ;
અરજ સુણો આળસ તજો, કરો પુરાણ કામ;
પ્રેમાનંદના નાથજી, આવો સુંદર શામ; ૭
પોશ માસે પેમદા, હેરે વાટ હમેશ;
કઠણ થયા કેમ કાનજી, જઇ વશ્યા પરદેશ;
જળ થળ શીતલ થઇ રહયાં, શીતળ સેજ સમાજ;
અંતર શીતલ નવ થયાં વણ દીઠે વરજ રાજ,
પંગતીમાં ફેરી પીરસતા, કરતા અતી મનુવાર;
તે દીન અમને સાંભરે, વાહાલમ વારમવાર;

રશીઆજી તમે રીજીને, દેતા વસ્ત્ર ઇનામ;
બ્રમાનંદના નાથજી આવો, શુંદર શામ. ૮
મામહીનામાં માવજી, બોલે સંત વસંત;
આ રતમાં અલબેલડા, કેમ નાવીયા કંથ;
પ્રીતમ આવી પંચમી, લોક ખેલછે ફાગ;
વહાલમ તમ વીના વાધીયો, વરજ ત્રીયાને વૈરાગ,
ઓરડીઆ નીચે ઓસરી, ખુબ કરતા ખેલ;
એ દીન અવીનાશ સાંભરે, રૂપાળા રંગ રેલ;
આરજ સુણી હરી આવીયે, વાટ જુએ વરજ રાય;
બરમાનંદના નાથ,આવો સુંદર શામ. ૯
ફાગણ ફાગ રમાડવા, આવો પ્રાણ આધાર,
શામ સ્નેહી શામળા, વાટ વાટ જુએ વરજનાર;
નરનારી હોરી રમે, તજી લોકની લાજ;
આવે ટાણે હરી આવેએ, રંગભીને વરજરાજ;
ચાખડીએ ચડી ચાલતા, છત્રીની ફરી છાંય;
લટક તમારી લાલજી, ચોરી ચોતડા માંય;
અંતર જામી આવીએ દોહલી વેળાના દામ.
બ્રમાનંદના નાથજી, આવો સુંદર સામ. ૧૦
ચઇતર નાસે સામળા આવ્યા નહી અવીનાશ;
વનસપતી સહુ પાગરી, ફુલાંછે પલાસ;
ચંપા, જાય, ચંબેલીઓ ફુલી લતા અપાર;
એ રતે કેમ ન આવીઆ, ભોગી ભમર ભરથાર;
ઓરડોવા તણી ઓસરી, ખુબ કરતા ખ્યાલ
તે દીન ક્યારે દેખાડશો, નટવર નંદલાલ;
કે દીન કરશો કાનજી, આવી અહીઆં મુકાંમ;
બ્રમાનંદના નાથજી, આવો સુંદર શામ. ૧૧

વહાલાજી વરજ વીનતા, પંથ જુએ હરી મીત;
હું આવી હરી ન આવીઆ, ચંતા વાધી છે ચીત;
કોયલડીરે કરે ટઉકડા, આંબે આવીછે સાખ;
મારગ સામું માવજી, જોઇ જોઇ પાકી આંખ;
વાય ઊના વાયરો, થળ જળ ઊંડાં જાય;
તમ વીના તન અળગા તણાં, ઊના ત્રીભુવન રાય;
મળવા કારણ માનની, ધરે અંતરે હામ;
બ્રમાનંદના નાથજી, આવો સુંદર શામ     ૧૯
બારે માશ પુરા થાય, આવ્યો માસ અધીક;
પ્રીતમ પણ ન પધારી, ઠરયા મથુરામાં ઠીક;
અધીક મહીને અતી ઘણી. આશા હતી મનમાંય;
તમ વીના સુની સેજડી, મળવા મન અકળાય;
પેહેલી લગાડી પ્રીતડી, રહેવું ન ઘટે દુર;
તમ વીના મારા નાથજી, હઇડે દુખ ભરપુર;
બરમાનંદની વીનતી, ઉર ધરી અવીનાશ,
મેહેર કરીને માવજી, તેડી લેજોરે પાસ.     ૧૩

## રતનાના મહીના,

(સાખી.)

કારતક રસની કુપળી નયણાંમાં ઝળકાય, અંગ સમારે રાધીકા, મનરથ રહયો સોભાય. કારતક કંથ મેલી ગયા, સાંભળ સહીઅર વાત; ગોકુળનીરે ગોવાલણી, ઘસવા લાગીરે હાથ; વાયદા ઉપર વધતા ગયા, દીવસગણતાંરે માસ; અમોરે વીસવાસેવળગીરહયાં મોહનમળવાનીઆ. સગાંરે સહોદરછે ઘણાં, નાથ વીનાની શી નાર, બળેરે કરી કેમ બોલીએ, મસ્તક નહીરે મોરાર; અમોરે મળતાંસુ મળી ગયાં, બાકી રાખું ન કાંય; કહેવા સરખું રહયું

નહીં જાણ્યું જાદવ રાય પુરવની પ્રીત સંભારીએ જાણી પોતાની દાસ, રતનાના સ્વામીરે સામલા, પુરોગ્ય બળાની આળ; ઓધવજીરે સંદેશડો, કહેજો મથુરાં મોઝાર; જે દહાડાના ગયા નાથજી, જુરે બરીજની નાર. ૧

સાખી

માગસર મન મેગળ થયો, ઉપર નહી અસવાર; મધુપુરમાં વાસો વસો અંકુસનો દેનાર. માગશાર મહીનો આવીયો, ના આવ્યા નંદકુમાર; સંભારતાં સાંસો પડે, આંખે આંસુની ધાર; આશા ઊમેદ અવતરયાં, અબળાનો અવતાર; કહોને અમે કેમ કીજીએ, મેલી ગયારે મોરાર; પ્રથમતો મધુકર મોકલ્યો વાલે કાવ્યોછે જોગ; આપણ અબળાને એ ઘટે, જોજો કરમના ભોગ, ઘરમાંતે હુળવી હું પડી, બહાર નવરે બોલાય, કુવાતે કેરી છાંયડી કુવામાંરે સમાય, મળતાં મોટમ નવ રાખીએ, આવો શ્રી ભગવાન; રતનાના સ્વામીરે, સામળા, દોને દરશન દાન ઓધવજી ૨ (સાખી.)

પે શેતો પરવશ પડી, વરહે વાધો અતી અંગ; ઓષડ ગુણ લાગો નહી, ડશીયો સામ ભુજગ; પોસેતો પહેલા પુરમાં જોબન બાળેવેશ; પુરણ પાપ તેનાં મટયાં જેનો પીયુ ગયો પરદેશ, આછી પટોળીરે ઓઢવા, શીયાળાની ટાઢ, પાંચ પહોરની રાતડી, વાલે કીધોછે રાઢ સાંજ સંજોગે સઉ મળાં, જુએ વાલાની વાટ, વીસારયા કેમ વીસરે, ઊભા જમુનાને ઘાટ; ઘણુરે ગાંઢુ કરી રાખીએ. હૈડું નવરે હાથ; પ્રીત કરી કેમ પરહરયાં, ના આવાં નગણારે નાથ; બળતી બોલુછુ હું હવે. રખે રાખતા રીસ રતનના સામીરે સામળા, પાયનપાગુછુ શીશ; ઓ. ૩ સા.

માહામહીને મનમારૂ, આકુળ વ્યાકુળ થાય, રૂક્ષ્મ વી જોગણુ રાધકા, એક ન સુજે ઉપાય. હજી હરી શી ન આવીઆ, આવ્યો મકર માસ; ભાગ વીના કેમ પામી એ વાલાજીનો વીલાસ; કુબજા સરખી કામની, આવી હરીને હાથ; આપે કાળા નએ કુમડી, ભલી ભજીછેરે ભાત. સરખા સરખી સાહેલડી, જમુના નાહાવા જાય; પુજીને માગેરે પેમદા, મળજો જાદવરાય; એક દુખે અમો દાજી એ, બીજુ કુબજાનુ સુળ, નીરગુણુ જોગ વળી લખે, દાઝા ઊપર લુણ; દ્યારે દામોદર દીલ ધરી, બેઠા શીખગ વાત; રતનાના સામીરે સામળા, કયારે મળશોરે કાન; ઓધવજી ૪ (સાખી.)

ફાગણ આવ્યો હે સખી. કેસુ ફુલ્યા રસાળ; રૂદન કુલા રાધકા, ભમર કનડીઓ લાલ; સઘળો શીયાળો વહી ગયો, આવ્યો ફાગણુ માસ; અંતરમાં અતી ઉપજે, હોળી રમવાની આશ; વસંત વધાવાને હુ જતી, કંકુ ભરીને કચોળ; કેસરી સાળુરે પહેરવા, મુખ ભરીને તંબોળ, અબીલ ગુલાલ ઉડે ઘણાં, વાગે તાલ મરદંગ; કોકી લ શબ્દ સોહામણા, કંપે અબળાનુ અંગ; તરૂવર આંબા મોરાયા, ફુલ્યાં કેસુડાં વન; અમો અબળાને એ ઘણુ, મરનુ મુઝાઇ મન; વેરી વીધાતાએ લખ્યો, વાલા તણોરે વીજોગ; રતનાના શામીરે સામળા, આવી કરોસં જોગ. ઓધવજીરે ૫ (સાખી.)

ચઇતરે ચતુરાં રસ ભરી, ઉભી જમુનાં તીર; પંથ નાળતી પેમદા, રડતાં ભીંજે ચીર; ચઇતર માસનો ચાંદલો, રૂડી નીરમળ રાત; સ્વપનામાં શાંમી રમી ગયો. હદ થઇ રળીઆત; જાગીને જોતાં દીસે નહી, ફાળ પડીછે પેટ

બોલાવ્યા બોલે નહી, નાશી પેઠારે નેટ; કોમળ કર ધ
રી દીવડો, ચતુરાં નાખે ચોપાસ; ખોળતાં ખુટી રાતડી
ન મળીઆ શ્રી અવીનાશ; પાછળી રાત પરોઢીયુ ઊઠી
પ્રાતસકાળ, જોસીડા જોસ સંભાળજે, આશું આળપંપા
ળ- સુખ સ્વપનાનુ સાંભરે, ભીતર ભડકારે થાય; રતના
ના શામીરે સામળા, આવી મળતાં બોલાય. ઓધવ
જીરે ૬ (સાખી.)
વઈશાખ આવ્યોહે સખી, વહી ગયા ખટમાસ; હજીસં
દેશો ના આવીયો, કાગળની શી આશ- વઈશાખે વાયા
વાવલા, પાકયાં દાડમ દરાખ; પાકીતે રાયણુ આંબલી, ગ
ળી આંબાની સાખ; લુકનાં લહેરાં લાગે ઘણાં, બહાર
નવ નીસરાય; ધરતી ધગેને રવી તપે, કોમળ મુખ કર
માય, ફુલડાંની સેજ સમારીએ, બેહેકે ચંપોને જાય, વા
લાજી કેરે વીંઝણે, કેને ઢોળુ વાય. માંગસમારૂરે મોતી
એ, સેંથે ભરયુરે સીંદુર, નાથજી લાહાવો લીજીએ, જો
બન જાય ભરપુર; ગીષ્મ રૂતુ અતી દોહલી, વાલા વી
ચારો મન; રત્નાના સ્વામી સામલા, સોંપ્યુ તનમનધન.
ઓધવજીરે. ૭ (સાખી.)
જેઠ જોડી સોગટી, પાસા લીધા હાથ; જાણયું પડશે
પાધરા, અવળા પડીઆ નાથ. જેઠ લખી જોઇ વાટડી
કોઇ આવે ને જાય; કાગળ કુટકો મળયો નહી, લખ
વા જાદવરાય; મરવુ તે મુખથી કયમ કહુ. મરણ હ
રીનરે હાથ; પ્રીતમગત મરૂતા થઇ રહી, જાણે વઇકુંઠ
નાથ, મગપણ સાચું સહુ કહે, પ્રીત પીતળ ફોક; એ
રે ઊખાણો સાચો મળીઓ, ભલા હસાવ્યા લોક; દોષ
અમારા અદરષનો, વાલાજીનો શો વાંક; સુખ દુખ સુ

રજ્યું દેહને, મારી વીધાતાએ ટાંક; ચતુર થઇ નવ ચુકીયે, જાણે અબળાનો ધરમ; રતનાના સ્વામી શામળા; બળતી બેસશે કરમ, ઓધવજીરે. ૮ (સાખી)

અસાડ આવ્યો હે સખી, કેમ કરી કાઢું દન; નાથ નમેરા થઇ રહ્યા, હદે પડયાંરે રતન. અસાડો ઘન ઉલટયો, ભાગયા વરસેરે મેહ; વીજલડી ચમકા કરે, વાલે દીધોરે છેહ; મોરના સોર સોહામણા, દાદુર બોલેરે જોર; કોયલડી ટઊકા કરે, નાવ્યા નંદકીશોર; રાત અંધારી ઊડે આગીઆ, દેખી ઝબકે મન; દીવડો દીશે બીહામણો; નાવ્યા જગજીવંન લીલા ચરણા અવનીએ ધરયાં, તરૂવર ગોરગંભીર, પંખીડે માળા ઘાલીયા, જ્યાં તીયાં ભરીયાંરે નીર; જોગોડા પણ પંથપર હરી, બેઠા એક આસન; રત્નાના સામીરે શામળા, આવો જુગજીવંન, ઓધવજીરે. ૯ (સાખી,)

શાવણ માસે સજથઈ, દરપણ નીહાળે અંગ; તતક્ષણ તે ધરણી ઢળી, જાણે ડશો ભુજંગ; શાવણ માસ સોસામણો, હીંડોળાના દંન. હીંચે તે રાણી રાધકા; ઘણું પીડે અનંગ; સખી સાહેલી સઊ મળી, જમુના નાહાવારે જાય, કેસરી તીલક સોહામણાં કોમળ રંગ્યારે પાય. ગઊરી પુજે સાહેલડી, ઊરમાં પુસ્પની માળ; બીજારે કરમાં કંકાવટી, મુખે શ્રી ગોપાળ; ચાર પોહોરના જાગણ કરે, ગોરી ગરબારે ગાય, રાત થોડીને રમત ઘણી, રખે વાહાણુંરે વાય, શાવણ પાકયો આંબલો, કોને કરીએ ભેઠ, રત્નાના સ્વામીરે શામળા, આવો જમુનાનો બેઠ, ઓધવજી. ૧૦

(સાખી)

ભાદરવે ભવન પાંચમે: ખળકે હીંડોળા ખાટ, પુષ્પને પંખે પદમાણી જુએ વાલાની વાટ, ભાદરવો ભરપુરમાં, ભલુ જણાય જોર, ગગન વીસે કરે કાટકા, નાવ્યા નંદ કીશોર. ઉતર દશાથી ઊલટયો, થયો ઘોર અંધાર. વીજલડી ચમકા કરે, નાવ્યા નંદકુમાર; પંચરંગના આભમાં, મોટા તાણારે મછ; ચંપક વરાણીરે રાધીંકા, ચીર ભીજાય સ્વછ; નદીએ નીર ભરયાં ઘણાં; નવ દીશે ઊતાર, વેરાણ જમુના પુરે ચડી; પીયુડો પેલેરે પાર, બાળ બધુ સુખ દેહનું, જેનો નાથ નઠોર, રતનાના સામીરેશા મળી, બળતી બોલુ છું જોર; ઓધવજી. ૧૧ (સાખી) આસોએ આશા હતી, મળવાની મનમાંય; ઓધવજી ભલે આવીઆ, વીરો થાઓ વીદાય; દુખના દાહાડા રે વહી ગઆ, આવ્યોરે આસો માસ. સઊકો સપરમે દહાડલે, વસે પોતાને વાશ, નવરે દાહાડાંરે ગઆ નોરતાં; નાવ્યારેદસરારેમાય, મોટો ઓછવ દીવાળીનો, આવી કરશો હાંય, સખી સાહેલી સઊ મળી, હરીને લેવાને જાય, આણે મારગ હરી આવસે, ઉલટ અંગ ન માય; ધનતેરસ ધન ધોઈને, સજયા સોળ સણગાર; નયણે તે કાજળ સારીઆં. મળવા નંદકુમ.ર; કોમળ કળમાંરે દીવડો. હઇડે હરખ અપાર. હરીને નીહાળવાની સરી, ઊભી આંગણા બાહાર. મનના મનોરથ વહી ગઆ. એક ન સીધુ કાજ. રતનાના સામીરે શામળા, વાલુ કીધુ છે રાજ; ઓધવજીરે. ૧૨ (સાખી.) અધીક માસ વળી આવીઓ, તેથી આવ્યો તરાસ.

વળી એ કેવો વીતશે, વીતયા બારે માશ, બારે માસ તો વહી ગઆ, તેરમાની શી પેર, પુરશોતમ પેહેલા નથી; કોણે કીધો છે ફેર, બાર રવી બાર પરવાણી, અધીકુ ઓછું ન થાય, અધીક માસ કરમે ક્યાં લખ્યો ઘણો થયો દુખદાય, વરષ પછવાડે વાછડું, મુકયો મળ માસ, રખે વળી ચઉદમો કરે, એનો શો વીસવાસ, રાધા, લલીતા, ચંદરાવળી, ભામા આદજેનામ સઉકો ના મન મનાવીઆં, આવ્યા સુંદરશામ, તેરમાસ પુરણ થયા, જે કોઇ પ્રેમેરે ગાય, સાંભળતાં સુખ ઉપજે બેકુ વઇકુંઠ જાય, પદ અગનોતેર રાગ સોરઠી, બતરી શાર પ્રબંધ. ગુણી જનમન વીચારજો, એછે રમનોરે ફંદ, શંવત સતર પંચાણુવો, માસ માગસર સાર, પ્રથમ પક્ષ એકાદશી; ઉતમ ચંદરવાર. મન કરમ વચન બુધે કરી, રચવા ત્રચોદસ માસ, રત્નાના સ્વામીરે શામળા પ્રીતે પુરજો આશ. ઓધવજીરે. ૧૩

---

સમાપ્ત.

# સાંકળીયુ *



